# શ્રવણ કથા

યાને

# "માબાપની સેવા."



દેવભક્ત ગોભક્તિ પિતૃભક્તિ, માતૃભક્તિ,
વગેરે ધર્મનીતિ નિરૂપણના
આભૂષણો છે.

◆ ◆ ◆

લખનાર

ઠા. કાનજી ઓધવજી.

મુંબઈ—"રાજ્યભક્ત' પ્રીન્ટીંગ પ્રેસ

૫૯૪૨

# શ્રવણ કથા

યાને

# "માબાપની સેવા."

લખનાર

ઠા. કાનજી ઓધવજી.

પ્રથમાવૃત્તિ.



મુંબઈ.

"રાજ્યભક્ત" પ્રીન્ટીંગ પ્રેસ

સંવત ૧૯૫૦ સને ૧૮૯૪

કીંમત બે આના.

અમુલ્ય પુસ્તકો હમણાંજ તૈયાર થયાં છે.

# શ્રી રઘુમતિ વિનોદ.

આ પુસ્તકમાં જુદા જુદા રસાલંકારે ઘણી વાર્તાઓનો જથો કહેવતોના અનુભવ સાથે એક વાત અપુર્વ અને ભરપુર રસથી દાખલ કરી છે. જેની અગાઉથી ઘણી પ્રતો ખપી ગઇ છે. હાલ થોડી બાકી છે. જલદી મંગાવો. કાચા પુઠાના આઠ આના, પાકા ગીલ્ટના પુંઠાનો રૂ ૧ પડશે. ટપાલ ખર્ચ જુદું. સર્વે પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી મળશે.

# શ્રી પ્રહલાદ ચરિત્ર.

આ ગ્રંથમાં ગદ્યમાં છટાદાર ભાષણ તથા પદ્યમાં રસીક વ-ખણાતા નાટકોના ગાયનના રાગો પરથી તદન નવી રાગ રાગણીઓ જોડી હિરણ્યકશ્યપુ ઉત્પતિથી છેક વધ લગી સર્વે વાત તથા પ્રહલાદ ભકતનો ખરો મહિમા આબેહુબ ચિતારથી જણાવ્યો છે. તે સિવાય પાછળના ભાગમાં ગાયનું સુંદર ચીત્ર તથા ગોપાલક વીષે સારૂં છટદાર ભાષણ છાપી દાખલ કર્યું છે. અવશ્ય લેવા જેવું છે. કીંમત પાંચ આના. પ્રસદ્ધ બુકસેલરોને ત્યાંથી મળશે.

# શ્રવણ કથા

અથવા

## "માબાપની સેવા."

જનક જનેતા સમાન સૃષ્ટીમાં બીજો કોઇ ઉપકારી નથી. અનેક તરેહના સંકટ વેઠવા છતાં પુત્ર ઉપર પૂરા પ્રેમે જોય છે, અવયવોમાં ગમે તે ભાગ ખંડીત હોય અથવા રોગી હોઇએ કે અકર્મીપણું આપડયું હોય છતાં માબાપ મુકતા નથી, તેના બદલામાં એક લવલેશ ઉપકાર બનવાનો નથી. આપણુના જે સુભેચ્છક તેની સેવા કરી સન્માન સાથે મન સંતોશ પમાડવું. આ વાત વિરલા કોઇકજ જાણે છે. એવા સદ્‌ભાગી નામે શ્રવણ મુનિનો ઇતિહાસ જન મન રંજન અને માબાપની સેવામાં મોહ પમાડનાર છે. તે વાલ્મિકિ રામાયણના અયોધ્યાકાંડમાં ત્રેશઠમા તથા ચોસઠમા સર્ગમાં અને રઘુવંશના નવમા સર્ગમાં વર્ણવી ધાર્મિકોને માટે સુભેચ્છક મારતંડ કવિશ્વરોએ ભવસાગરમાં સેતુ બાંધી છે, તેવડે જ્ઞાતા સિધ્ધિમાર્ગે ચાલ્યા જાય છે. તેનો ટુંક સાર લઘુમત્યાનુસારે જણાવું છું:—

ત્રેતાયુગને વિષે અયોધ્યા નગરીમાં સૂર્યવંશી દશરથ રાજા રાજ્ય કરતા હતા તે નગરીની પાસે સરયુગંગા નામે પવિત્ર નદી છે, તેના ત્રટ ઉપર શાંતનું ઋષિ તથા તેના પત્નિ

જ્ઞાનવંતી એ બે જણા સુંદર આશ્રમ બનાવીને વાસો વસી અગ્નિહોત્રાદિક કર્મ કરી આયુષ નિર્ગમન કરતા હતા. કેટલાક દહાડા પછી જ્ઞાનવંતીને ઉદરેથી પુત્ર પ્રપવ થયો, તે નવ માસનો થઇ મૃત્યુ પામ્યો. તે પછી ઘણા વર્ષો વિત્યા બાદ ફરી પુત્ર થયો નહીં, ત્યારે સુત વિનાની જ્ઞાનવંતિ જ્ઞાન ગુમાવીને ઉદાસિન થઇ શાંતનું પ્રત્યે બોલી કે, હે સ્વામીનાથ! આપ મહાજ્ઞાની અને તત્વવેતા છો. તો મારી વિનંતી સાંભળો. હે પ્રાણપતિ! આ સંસારમાં પુત્ર વિના ગૃહસ્થાશ્રમને ધિકાર છે. જે ઘરમાં બાળક રમતું નથી તે ઘર શમસાન જેવું વેરાન ભાસે છે, તથા અનેક પ્રકારના ખાનપાન અને વસ્ત્રો તે સર્વે અંગાર જેવા જણાય છે શું રાજા કે, શુ રાંક! કોઇને પણ પુત્ર વિના સંતોષ આવતો નથી. સૂરપતિને પણ સુત વિના પોતાના દોષ ભાસે છે. બ્રહ્મહત્યા, ગોહત્યા ઇત્યાદિક કરી પાપના પોટલા ખૂબ બાધ્યા હોય તેજ આ ભવમાં અપ્રજા રહે છે. તેમ આપણે પણ અવારસ છિએ. દિવસાનુદિવસ મારી બુધ્ધિ ભ્રમિત થતી જાય છે કે, આપણી ચોથી અવસ્થા શિશુ વના શી રીતે જશે? વૃધ્ધપણમાં બળ, બુધ્ધિ વગેરે તમામ શક્તિઓ એક પછી એક જતી રહેશે, શરીર બેડોળ અને શિથિલ થશે, સ્મરણ તાં શુદ્ધિ માત્ર રહેશે નહીં, તૃષ્ણા અને મમતા મહાજોરથી બહુ વધી જશે, ધર્મ, કર્મ તથા ધિરજ ઘટી જશે, તે દુઃખો જો સુપુત્ર હોય તો સેવા કરે તેથી રંચ માત્ર જણાય નહીં. હે પતિ! આ દુનિઆ સ્વાર્થિ છે. તો

જ્યારે વૃદ્ધાવસ્થા આવશે, ત્યારે, આપણથી કોઇના સ્વાર્થ સરસે નહિં, તો પછી તે ટાણે સુપુત્રવિના આપણી સંભાળ કોણ લેશે? સુપુત્ર પ્રાપ્તિ વાસ્તે આપ કહો તે નિયમ કે વ્રત આચરૂં. પણ પુત્ર પ્રાપ્ત થાય આજ મારી વિનંતી છે.

તે સાંભળી શાંતનું મુનિ મૃદુ વાણીથી બોલ્યા કે, હે સુભાગિનિ! સાંભળ! તને જે ચિંતાનળ લાગ્યા છે, તે આપણી પુરાતનના પાપ લાગ્યા છે. હે શ્યાણી સતિ! હવે જો પુત્રના વાંછના હોય તો ભલે પુત્ર થશે, પરંતુ આપણ બંનેની લોચન દ્રષ્ટી જતી રહેશે. ત્યારે મુનિનારી બોલ્યાં, હે નાથ! જન્મ દેનારી બાળકની માતા જન્મ સમયના સંકટ વખતે વિધાતા પાસે એમજ માગે છે કે, ભલે હું મરી જાઉં, પણ મારા ઉત્પન્ન થએલા બાળકને હૈયાતિ રાખજો. આમ આત્માર્થી આત્મા ઘણો વહાલો હોય છે. તો પછી આપણી આંખો જશે શું તો ફીકર છે? સુપુત્ર પેદા થશે તે સર્વે વાતે આપણા કાર્ય સંભાળી લેશે. પુત્રને માટે માબાપો કેટલું સંકટ વેઠે છે? પેટમાં ખાવા પૂરૂં અનોદક ગમે તો મળે તો પણ પુત્રને કોઇ જરા વાર ભુખ્યું રાખતા નથી, સુત માટે કદાચ શિર ગુમાવવા પણ કબુલે છે તો પછી આંખો શું બિસાતમાં છે? જેમ ભુલાને લાકડી તેમ આંધળાને સુપુત્રની ચાકરી સુખ આપે છે. હે નાથ! વારંવાર શું કહું, મારો સંસાર સુફળ કરો.

ત્યારે મુનિએ યજ્ઞ આદરી હોમ કરી પોતાના ઇષ્ટ દેવને યાદ કર્યા કે, તરતજ સો કોટિ સૂર્યના જેવું તેજ જોવામાં

આવ્યું, અને પાવક કુંડમાંથી ઇષ્ટ દેવ પ્રગટ થઇ બોલ્યા, હે દંપતિ! તમને પુત્ર થશે. આ સાંભળી બંને જણાએ હાથ જોડીને પ્રાર્થના કરી વરદાન માથે ચડાવ્યું અને જ્ઞાનવંતિએ યજ્ઞની પ્રસાદી લીધી તેથી આધાન રહ્યાં. બરાબર પુર્ણ માસે સુખાકારી સુત પેદા થયો તેને જોઇ ઋષિ અને ઋષિ પત્નિ સંતોષ પામ્યા. પછી સર્વે વાતે સંસ્કાર કરીને તે પુત્રનું નામ "શ્રવણ" રાખ્યું. માબાપનો દિવસાનુદિવસ પ્રેમ વધતો ગયો. ઘણી રીતે લાલન પાલન કરી પ્રાણ સમાન જાળવી શ્રવણને ઉછેર્યો એમ થતાં જ્યારે દશ વર્ષનો થયો ત્યારે વિધિ પ્રમાણે જનોઇ આપી પછી શ્રવણ પિતા પાસે રોજ વિદ્યાભ્યાસ કરવા લાગ્યો.

એક દિવસ પિતાની આજ્ઞા થવાથી શ્રવણ વનમાં અગ્નિનેવાસ્તે લાકડાં લેવા ગયો, ત્યાં એક શિકારી નિકળ્યો તેણે ઝાડ ઉપર એક પક્ષીના બે બચ્ચાં દીઠાં તેના માબાપ પાસે નહોતાં, તેથી તે દુષ્ટે જાળ પસારીને બચ્ચા પકડી લીધાં; એટલામાં તેના માબાપ આવ્યાં અને કલબલાટ કરી મુકયો, અને જે પાસમાં પોતાના બચ્ચાં પકડાયા હતાં, તેમાં જઇપોતે પડયાં, આ ચમત્કાર શ્રવણ નજરે જોઇ મન સાથે વિચારવા લાગ્યો કે, અહો! માતપિતાનો કેટલો અથાગ પ્રેમ છે. પોતાના બચ્ચાં માટે પ્રાણની પણ પક્ષીઓએ પરવા ન કરી? પૃથ્વી રૂપ માબાપનો જે આવો ઉપકાર તે પાપી પુત્ર હોય તેજ ભુલે. એમ કહી આગળ ચાલ્યો, તો વળી એક ચકલો અને ચકલી

જોયાં તે પોતાના બચ્ચાને ચાંચે વતિચણ લાવી તેની ચાંચમાં દેતા હતાં તે જોઇ કહેવા લાગ્યો કે, અરે! હવે આ ચરકલાથી તેનો શું સ્વાર્થ સરવાનો છે? કંઇપણ આશા વગર તેના મા બાપ જે પરોપકાર કરે છે. તે માબાપનો બદલો તે બચ્ચું શી રીતે વાળશે? એમ વિચારી વળી આગળ ચાલ્યો. ત્યારે એક વાંદરી પોતાના બચ્ચાંને છાતી સાથે લગાડી આ ઝાડેથી પેલે ઝાડે એમ કુદકા મારતી જોઇ. જરાવાર બચ્ચાને અળગો કરતી નહીં, પણ બચ્ચું રમતમાં પડી વૃક્ષની બીજી ડાળે જઇ બેઠું. એટલામાં એક પારાધિ આવ્યો, તે બચ્ચાને જોતાંજ પકડવા દોડયો. એટલે વાંદરી વચ્ચે આવી પડી અને પારાધિને જેવી કરડવા દોડી તેવીજ તે દુષ્ટે કુવાડી મારીને વાંદરીને મારી નાખી. પછી બચ્ચું લઇ ચાલતો થયો. આ અચંબો જોઇ શ્રવણ ખેદ પામ્યો કે, અરે? પુત્ર ઉપર માબાપની કેટલી માયા! શું દરેક પ્રાણીઓ પુત્ર વાસ્તે પ્રાણ અર્પણ કરે છે? ખરેખર તેમજ છે. જેને શાન નથી અને જનાવર કહેવાય છે તે પણ પુત્રનો પ્યાર તો ભુલતાજ નથી. એમ વિચાર કરતો કરતો લાકડાં લઇ શ્રવણ ઘેર આવી માતપિતાને પગે લાગ્યો. અને દિન પ્રતિદિન તે ઉપરના મળેલ અવદાહરણથી માબાપની વધારે વધારે આજ્ઞા પાળવા લાગ્યો. ત્યારે જ્ઞાનવંતિને ઘણીજ દયા છુટી અને પુત્ર પરણાવવાની ઇચ્છા થઇ, તેથી વળી ઋષિ પ્રત્યે વિનંતી કરી કે, હે નાથ! શ્રવણ સોળ વર્ષનો થયો માટે હવે તેના કુલિન કન્યા સાથે લગ્ન કરવા જોઇએ. આપણી

વૃધ્ધાવસ્થા થવા આવી છે. તો સંસારનો લાવો લઇ લઇએ. શ્રવણ જ્યારે તમારી સેવા કરતો હશે ત્યારે તેની વહુ મારી ચાકરીમાં રોકશે. પુત્રને પરણાવવા માણસો ઘર ઘરેણાં વગેરે વેચીને પણ તે કાર્ય કરે છે. તે સાંભળી ઋષિએ કન્યાની ખબર કઢાવી તો સાવિત્રી નામની સુંદર કન્યા મળી તે સાથે શ્રવણનો વિવાહ કર્યો ને વહુને આશ્રમમાં તેડી લાવ્યા. પછી એક દિવસે સરયુ ગંગાને કિનારે મુનિવૃંદ વશિષ્ટ, ગૌતમ, વિશ્વામિત્ર આદિ સુમતિએ કરી ધર્મશાસ્ત્રનો શુભ પ્રસંગ ચલાવતા હતા, તેમાં માબાપના ઉપકાર વિષે તથા સેવા વિષેનું ઉત્તમ પ્રકરણ સાંભળી શ્રવણ સાનંદાશ્ચર્ય પામ્યો. સર્વે ધર્મોમાં ધર્મોત્તમ અને ધર્મ શાસ્ત્રનો સિધાંત એ છે કે, માબાપની સેવા કરવી. આ શબ્દો શ્રવણે ખુબ હોંષથી પકડી રાખ્યા. કારણ ગોલોક, બ્રહ્મલોક અને વૈકુંઠ વાસએ સર્વે માબાપની સેવાથી સુલભ છે. એ વિષે વાલ્મિકી રામાયણમાં કહ્યું છે કે.

## શ્લોક.

देव गांधर्व गोलोका ब्रंह्मलोका स्तथानहाः
प्राप्नुवन्ति महात्मानो मातापितृ परायणाः
नह्यतो धर्मचरणं किंचिद्दास्ति महत्तरम्;
यथा पितरी शुश्रूषा तस्यवा वचन क्रिया.

पिताही दैवतं तात, देवताना मपि स्मृतम्;
तस्मा दैवत मित्येव, करिष्यामि पितुर्वचः

## (તુલસી કૃત રામાયણ)

## ચોપાઇ

માતુ પિતા ગુરૂ પ્રભુકી બાની, બિનહિ બિચાર કરિય શુભ જાની.
સુનુ જનની સોઇ સુત બડભાગી, જો પિતુ માતુ બચન અનુરાગી;
તનય માતુ પિતુ પોષણુ હારા, દુર્લભ જનનીં યહ સંસારા.
ધન્ય જન્મ જગતી તલતાસુ, પિતહી પ્રબોધ ચરિત સુની જાસું;
ચારિ પદારથ કર તલ તાકે, પ્રિય પિતુ માતુ પ્રાણ સમજાકે.

આવા ભાવાર્થના અનેક વચનો સાંભળી શ્રવણ ઘણો હર્ષાતુર થયો. તેથી પ્રાતઃકાળે ઉઠી નાહી ધોઇ માબાપને નવરાવી સેવા કરીને જેમ કોઇ દેવની પ્રાર્થના કરે તેમ શ્રવણ માબાપ રૂપી સાક્ષાત દેવની રોજ પ્રાર્થના કરવા લાગ્યો માતા–પ્રાર્થના હે સાક્ષાત અંબા ! તુંજ અનુપ અને આદિ શક્તિ ઇશ્વરી છો. મારા ઉપર તેં ઘણી કૃપા કરી છે, બાલપણામાં અનેક પ્રકારના અસહ્ય દુઃખ વેઠી મને સુખ ઉત્પન્ન થાય તેજ કાર્ય તેં કર્યું છે. મારા વાસ્તે ક્યારે ભુખી ક્યારે પ્યાસી ક્યારે નિદ્રાવશ, પણ તેતેં કશાની ગરજ રાખી નહીં. ફક્ત મારોજ સ્વાર્થ જોયો વગેરે ઘણા ગુણ કઇ જીભડીએ વર્ણવું ? હે માતા ! તારો દાસ થઇને સેવા કરૂં એવી મારી ઇચ્છા પુર્ણ થાય તેવું

વરદાન આપો. હે પિતાજી! આપ સાક્ષાત દેવાધિ દેવ અને સદાકાળ સેવા લાયક છો હું તો કિંકર છઉં. મારા સ્વાર્થને માટે મેં તમને ઘણા પજવ્યા છતાં તમે કોઇ દહાડો અવકૃપા કરી નથી એ શું થોડી આનંદકારી વાત છે? અહો! આપના એક પલના ઉપકારનો મારાથી સો વર્ષે પણ હિસો વળે તેમ નથી.

શ્રવણની આવી સ્તુતિ સાંભળી મુનિ પ્રસન્ન થયા, પછી કેટલોક વખતે ગયો ત્યારે એક દિવસે પોતાના માબાપને ઉદાસ જોઇ શ્રવણ પૂછ્યું કે, શિરછત્ર હે મારા તિર્થરૂપ! આપ કેમ ઉદાસ છો તે કહો! શું મારી સેવામાં ભુલતો નથી થઇ? કે હું કમ ભાગ્ય વાળાને સેવા આવડતી નથી ત્યારે શાંતનું મુનિ બોલ્યા, હે આજ્ઞાંકિત પુત્ર! અમને તારી સેવા વિષેનું કંઇ દુઃખ નથી, પણ હવે એક વર્ષ પછી અમને "જરા" જોર જુલમથી ઝઘડો કરી પોતાના રાજ્યમાં લઇ જઇ કેદ નાખશે. અમારી બત્રીસી પાડી બોખા બનાવશે, સાંભળવાના અને સુઘવાના દરવાજા બંધ કરી દેશે તથા નજર ઉપર નરાજી તાળાં દેશે તે હાલત અમે ગુજારશું તેમાં કદાચ કટુ વેણ કહી શું અને ગમે તે માગી શું, તેનો લાવો મળશેકે કેમ? તેથીજ માત્ર ઉદાસી આવી છે તે સાંભળી શ્રવણે હાથ જોડી વદન સાથે ઘણીજ વિનતી કરી કહ્યુ કે, હે પરમ પુજ્યાધિકારી! આપે મારૂં બાલપણ સભાળી લાલન પાલન કર્યું તો હવે વૃધ્ધાવસ્થા મારે સેવા બાથે નિભાવવી આ મારો ધર્મ છું જીવજવાં ભુલીશ નહીં. મને મોઢે માગ્યું જેમ લાગ્

મુકતા તેને આનંદે કરી હું ખાતો, ત્યારે આ વખતે આપ માગો અને હું ન લાવું તો કોટાન કોટિ વર્ષો નર્કના નાળા-માંથી નીકળવા પામું નહીં. વિના રૂતુએ મને ફળ લાવી દેતાં તે ઉપકારો શું હું ભુલીજઇશ? કદી ના. હડકાના હાથિયાર અને ચામની ઢાલ કરી અપની રક્ષાણ સાથે સેવા કરવી પડશે તો પણ કરીશ, રવિની આસપાસ ગમે તેટલાં વાદળ વિટાંઇ વળે, તોપણ તેના પ્રકાશ અને ગતિનો ભંગ થતો નથી. જેણે હઠીલા શત્રુ હટાડી ચક્રવતિની પદવીએ રાજ્ય ભોગવ્યું પણ જ્યાં લગી માબાપનું રંચ દુઃખ નસાડયું નથી. ત્યાં લગી તે રાજ્યને પણ ધિક્કાર છે. માબાપની સેવા મુકી બીજે રસ્તે જો કોઇ પોતાનું ભલુ ઇચ્છે તોતે મૃગજળની પેઠે મિથ્યા છે. એમ થતાં જ્યારે શ્રવણની ઉમર બરાબર અઢાર વર્ષની થઇ ત્યારે બને જણાના નેત્ર ગયાં, અંગના અવયવો માત્રે અપંગ કર્યાં, નાસિકામાંથી ઝરણા ઝરવા લાગ્યાં, તેને શ્રવણ માન સરોવરનું સ્નાનમાની સાફ કરતો રહ્યો. અશોચ વગેરેથી અંગ ખરડાઇ જાય ત્યારે મુનિને સ્નાન કરાવીને સર્વે વાતે સેવા કરી સંતોષ પમાડે. જેવી રીતે શ્રવણ માબાપનું માન્ય પુર્વક મન જાળવતો તેવી રીતે તેની પત્નિ સાવિત્રી પણ સાસુ સસરાની સેવામાંજ દિવસ ગુજારતિ હતી. ધણી ધણીઆણી કોઇ દિવસ આ અપંગ માબાપને મુકી જરાપણ વેગળા જતા નહીં, કદાચ ન ચાલે તો બેમાંથી એક જાય અને એકતો હરહમેશ હાજર રહી મુનિની આજ્ઞા પાળે. એક દિવસે શ્રવણને

જરા કામ પ્રસંગ થવાથી તે બહાર ગયો હતો, પાછળથી સાવિત્રી સેવા કરતી હતી, તેણે પાણી ના ઠામ ઠાલાં દીઠાં; તેથી વિચાર કર્યો કે, હમણાં મારાં સાસુ સસરો જળ પીવા માગશે તો હું શું દઇશ? એમ વિચારી માટીનું પાત્ર લઇ નદી તટે જળ ભરવા આવી, પછવાડેથી મુનિ અને મુનિપત્નિ જાગ્યા અને શ્રવણ તથા સાવિત્રીને બુમો પાડવા લાગ્યાં, પણ પાસે કોઇ ન હોતું જે જવાબ આપે. આથી જ્ઞાનવંતિને ઘણો ક્રોધ ચઢયો એટલામાં સાવિત્રી વહુ ઝટઝટ પાણી ભરી આવી હાંફલી ફાફલી સેવામાં સામેલ, થઇ ત્યારે સાસુજી ક્રોધે કરી બોલ્યાં કે, હે કુભારજા? તુ વગર કહે જળ ભરવા શામાટે ગઇ? અમારી સેવા કરવાની તારી શ્રધા નથી. અમારૂ વચન પણ તું માન્ય કરતી નથી. પોતાના પેટવિના બીજું કોણ સેવા કરે? વગેરે ઘણાંક કઠોર વચનો કહ્યાં. તે સાંભળી સાવિત્રી સાસુ ઉપર રીસે ભરાઇ બોલીકે, હે માતુશ્રી! મને વગર વાંકે આપ અપમાન કરોછો તે સારૂં નહી. હું તમારે ઘેર આવી સદાય સેવામાં સત્વર છું. આહિં આવી મેં શું સુખ દીઠું છે? જો તમોને હું ન ગમતી હોઉ તો મારે પિયર મોકલો હું ત્યાં ગુજરાન કરીશ, પણ મને વિના વાંકે વઢોમાં. એમ કહી રીસાઇને દુર જઇ બેઠી.

ત્યારે જ્ઞાનવંતિ ઋષિ સાથે વાતો કરવા લાગી, હે નાથ! વૃદ્ધાવસ્થા સમ બીજી દુર્દશા એકે નથી. પતિને પત્નિ અને પત્નિને પતિ આવો વિશ્રામ બીજા કોઇ સબંધનો નથી. શું

પુત્રીકે શું પુત્ર ? દંપતિ સમાન બીજુ સગપણ એકે નથી. હે પ્રાણનાથ! કદાચ મારા પહેલાં આપ જશો તો પછી હું વગર મોતે મરવાની. ત્યારે મુનિ બોલ્યા હે સ્ત્રી! સાંભળ. વૃદ્ધ પ-ણમાં પોતા સમા પુત્ર કે વહુને કહીને નાહક કડવાસ ઉપજાવી સેવામાં ભંગ પાડવો એજ છે. પણ તે ધર્મ ન કહેવાય. વૃધ્ધે તો જેમ સન્યાસી સંતોષ પકડી બેસી રહે તેમજ વરતવું જોઇએ. જો શક્તિ હોય તો અરણ્યમાં જઇ પોતાનો સ્વાર્થ સાંધવો, અને જો શકિત ન હોય તો પુત્રને સોંપેલા નિવાસમાં સાધુ રૂપે વસી શાંત મને ભક્તિ કરવી. જેમ સંત જન જમ-વામાં ખારા મોરાનો ઉચ્ચાર ન કરે તેમ વૃધ્ધે વેશ નિભાવતાં જે આહાર મળે તે કરવો. કયારે પ્રદોશ, કયારે ભુખ, કયારે તૃષા, કયારે સુખ, કયારે દુઃખ, વગેરે કંઇ વાત કરવાની નથી. ફક્ત સંતોષમાં મન મગ્ન રાખી પ્રભુનું ભજન કરવું. તેમાં પુત્ર પરિવાર અને આપણ બંનેનું ભલું છે. જેમાને તેને ઉ-પદેશ કરવો, પણ નમાને તેને કહી નાહક કલેશ જગાડવો નહીં. એ પ્રમાણે મુનિએ સ્ત્રીને સમજાવી, એટલામાં શ્રવણ આવ્યો તેણે આ સઘળો ભેદ જાણ્યો, પછી સાવિત્રી સામું જોયું ત્યારે તે બોલી કે, હે સ્વામીનાથ! આપની માતુશ્રી મને વિનાપરાધે છે બહુ કટુ બોલ બોલ્યાં. મને કોઇ દિવસ હવે સુખે રહેવા દેશે નહીં, માટે મારે પિયર તમે સાથે ચાલો. ત્યાં સુખે પંચામૃત ભોજન પેટ ભરીને આપણે પામીશું. હું આ-પની સદાય સેવા કરીશ. તે સાંભળી શ્રવણ બોલ્યો હે સુંદરી!

એવો કોણ હલકો હોય જે પોતાના ઘરબાર મુકી સાસરાઓના પક્ષમાં મેણાં ખાતો પડી રહે. અહીં શું ખામી છે? જે તારી સાથે આવું જો સાંભળ કહ્યું છે કે.

## માલિની વૃત

જમાઇ-સ્વસુર ગૃહ નિવાસઃ સ્વર્ગ તુલ્યો નરાણાં;
સસરો-યદિ વસંતિ વિવેકી પંચવા ષડ દિનાઃ
જમાઇ-દધિ મધુ ઘૃત લોભા ન્માસ મેકં વસેદ્યઃ
સસરો-સુભવતિ ખર તુલ્યો માનવો માનહિનઃ

હે સ્ત્રી! એમ છે તેથી હું તારી સાથે કેવી રીતે આવું? વળી મારા માબાપને પછી કયાં રઝળતા મુકું? અને તેમની શીદશે થાય? શું તારા અને મારા સ્વાર્થને માટે તેના અથાગ ઉપકારો ભુલી જાઉં? ત્યારે સાવિત્રી બોલી હે નાથ! વૃદ્ધ માબાપ થાય પછી તેને સુપુત્રો કાશીએ કરવત લેવરાવે છે, અથવા ગંગાજીના વેગમાં વેતા કરી ગતિ કરે છે, તો આસર્યું ગંગા સર્વે સારૂં કરશે. હું તમારી આજ્ઞાંકિત દાસી મારી સાસુજીને શિર ઉપર ઉપાડી લઉ અને મુનિજીને આપ ઉચકી ચાલો તેની ગતિ કરી હમણાં મારે પિયર પોહોંચશું. તે સાંભળી શ્રવણ ક્રોધાધિન થઇ બોલ્યો હે નીચ નારી! તારી સારી શીખ સળગાવી દે. મારે તે પ્રમાણે ચાલવું નથી. વાંદરો જેમ મણીને ફેંકી દીયે, કાગડો જેમ કદલી ફળને મુકી દીયે, રસનાના સ્વાદ જેમ નાક કપાવે પણ ગોળખાય અને વિષયી જેમ વંઠી

જાય તેમ ગમાર હોય તેજ પોતાના સુખ વાસ્તે પરાયાને દુઃખ દેછે. જેણે માબાપની ભક્તિ કરી નથી, તેણે હરિ ભક્તિ કરી તો પણ શું થયું. જેણે માબાપની પીડ હરી નહી અને પર દુઃખ ભંજનનો દાવો કરે તો પણ શું ? માબાપના વાકયો કડવા ગણી વેદ વાકયો ધરે તો પણ શું ? તે ગતિનો હકદાર છે ? કદીજ નહીં. કદાચ વરસાદના ફોરાંની ગણત્રી થાય, ગગન મંડળના તારા સારા નંબર વાર ગોઠવાય, અને પવને ઉડતા રજકણ પણ કોઇથી ગણાય પણ માબાપના ગુણ તો ગણવાને કોઇ સમર્થ થયોજ નથી. તે શબ્દો સાંભળી સાવિત્રી બોલી હે નાથ ! કાં મને તજો અને કાંતો માબાપ પરહરશો ત્યારે શ્રવણ કહે હે સ્ત્રી ! ભલે સુખેથી પિયર જાઓ. પરંતુ યાદ રાખજો કે, કાયા જેમ પ્રાણ રહિત થઇ સુખ પામતી નથી, તેમ કામનિ કંથથી અલગી રહી સુખ પામતી નથી. હે હઠીલી ! જેમ આંગળીએ અનાસુરતે સર્પ ડંશ થાય અને તે કાપવાની વેદનાથી ડરે તો પ્રાણ ખુવે, અર્થાત આંગળી ઉપરથી માયા દૂર ન કરતાં પ્રાણાંત થાય છે; તેમ જો સુખ અને સૌભાગ્યની ઇચ્છા હોય તો તારી એક્કાદ ઉપાધિ દુર કરી, વિઘ્નની શાંતિ કર પણ, વિણુટા પડે સાર નિકળશે નહીં. જો મારૂ શિશ માત પિતાના ચરણમાં નમતાં અચકાય તો પછી તે માથાની શોભા શા કામની ? તેમજ આંખ અને પગાદિ સર્વે ઇંદ્રિઓ જો માબાપની સેવા માટે જાગ્રત ન રહે તો પછી નાહક દેહનો દિમાક શા માટે જોઇએ ? હાથ હેતે કરી ચરણ ન ચાંપે

તો આ સ્થુળ હું ક ભલુ અને પગ આજ્ઞા અનુસારે દોડી ન જાય તો લંગડા ભલા? પરંતુ એવા ઉપકારો માબાપતો નહિજ. મુકાય જોને લોકિક વ્યહવારમાં પ્રજા પોતાના પુર્વજોની શ્રાધ્ધાદિ ક્રિયાઓ કરી મિથ્યા ભલાઇ લેછે, પણ જાણુતા નથી કે જીવતે જેના પદ પુજ્યા નહિ, તેમ હુકમ ઉઠાવ્યો નહિં તે માબાપ મૂઆ પછી તેની તૃષ્ણા રાખી લેવા માટે તૈયાર ઉભા છે? ના, કદી નહીં જેમ જંગલી માખી વેરાએલા મધ ઉપર ખાવા બેસે કે તરત પગ ચિકાશથી ચોંટી જાય ત્યારે તરફડીઆ મારતી પસ્તાય છે, તેમ દુર્મતિ અને સ્વાર્થી માબાપની સેવા માટે મળેલો અમુલ્ય દેહ અને વખત વિષયમાં ચોટાડી એવા આંધળા ભુત ફોકટ ફજેત થઇ પછી પસ્તાય છે. હે જડમતિ વાળી સ્ત્રી ! મેં તારા માટે કેટલું સહન કર્યું છે? તેનો વિચાર કર. પરણવા સમય તારી સખીઓએ ઘણા અપશબ્દો ગાયા તે વેળા મને ઇર્ષા ઉપજી ન થઇ, અને આ વેળા મારા માબાપનો બોલ કડવો લાગ્યો? હે મુનિસુતા! જો સાસુ સસરાની અખંડાનંદિ સેવા સ્વીકારતા હોતો રહો, નહિં તોભલે તમારે પિયર જાઓ મારી કોઇ વાતે મના નથી.

તે સાંભળી સાવિત્રી ચીડાઇ બોલી હે નાથ ! ભલે ખુશીથી હું મારા માબાપને ત્યાં જાઉં છું. ત્યારે શ્રવણે મનમાં વિચાર્યું કે, ભાવતું ભોજન વૈદે કહ્યું, આ એક જાતની ઉપાધિ ગયાથી મારે શાંત પણે માબાપની સેવા થશે, સ્ત્રાયન કામ કંઇ કુહાડી કરી શકે ? તેમજ ત્રાંબાની ગાગરનું કા

તુબડું કરી શકે ? કદી નહીં. તેમ નિર્ધનના ઘરમાં ધનવાનની કન્યા સાસુ સસરાને ચાકરી વેળા આકરી એટલે ક્રોધાધિન થઇ દુઃખદાયી થાય છે. શેહરમાં રહેનારી સુંદરી અઘોર અરણ્યમાં એકલી રહી શકે ? તેમ જેને ખુરસી રાખવાની ખબર ન હોય તે પાલખી ઉપર કેમ બેસી શકે ? ખરેખર ગરીબ સાસરવાસે પૈસાવાળાની મહાંચ પુત્રી કંઇ સુકૃત કરી શકતી નથી. આવી મનકલ્પનાઓ સાથે સાવિત્રીને પિયર વોળાવી. પછી પોતાના વહાલા માબાપને તે સઘળા ખબર આપ્યા. ત્યારે ઋષિ ખેદ પામ્યા પણ ભાવી બળવાન જાણી મૌન રહ્યા. શ્રવણ પ્રતિદિન માબાપની સેવામાં વધુ વધુ મન લગાડો જરા વાર જંપે નહીં. આમ ઘણા દિવસ ચાલ્યા પછી એક વેળા ઋષિએ જ્ઞાનવંતિને કહ્યું કે, હે સુઆર્યા ! આવી દુઃખદાયી અને દયામણી વૃદ્ધાવસ્થા કયાં હતી ? જેણે કરી મારે દેશ, કાળ, વય, વિત્ત, વપુ અને શક્તિ એ સર્વે ચળાયમાન થઇ ગયાં. નિર્બળતાથી સ્થુળ કેમ સંચવાશે ? પુત્ર એકલો સઘળી વાતે શી રીતે પહોંચી શકશે ? પરસ્પર માબાપ વચ્ચે આવી વાત થતી સાંભળી શ્રવણ એકદમ વચ્ચે હર્ષભેર છાતી ઠોકી બોલી ઉઠયો કે, હે મારા તિર્થરૂપ શિરછત્ર ! હું જીવતે વૃદ્ધાવસ્થા તમને દુઃખ દેશે તો પછી મારૂં શરીર નથીજ એમ સત્ય કરી માનો. શા માટે દિલગીરી જણાવો છો ? આપના અંગમાં બળ નથી પણ તે બળ બીજે કયાંય જતું રહ્યું નથી મારી પાસે છે, આપની દર્શેદ્રિના દેવતાઓનું બળ મને બ-

મણી સહાયતા કરનારૂં થયું છે, તેથી હું બમણાં કામ કરવે શક્તિવાન છઉં. તો પછી સેવા કરવામાં શી હરકત છે? આમ માબાપને સ્નેહ સહિત દિલાસો આપી શાંત પાડયા. વળી નિત્યાનુસારે કાર્ય કરવા લાગ્યો. એક દિવસ શાંતનુ રૂષિને તૃષા લાગી તેથી પાણી લાવવા માટે શ્રવણને ઘણા સાદ કર્યા, પણ શ્રવણ પંચદેવની પુજામાં રોકાયો હતો, તેથી સાંભળ્યું નહીં. ત્યાંથી જરાવાર પછી આવ્યો તો પિતાને કલ્પાંત કરતા જોયા એટલે હાથ જોડી દિનતાથી પુછ્યું, ત્યારે પિતાએ પાણી માગ્યું; શ્રવણે તરત લાવી પાયું, પણ માતાપિતાનો પાણી વગર આત્મા અકળાયો તે કલ્પાંત જોઇ જેણે કરી પોતાનો વખત માબાપની સેવામાંથી ચુકયો હતો, તે પંચદેવની મુર્ત્તિઓને સરયુગંગામાં પધરાવી, સાક્ષાત ઇષ્ટદેવ સ્વરૂપ, તિર્થરાજ મા બાપને જાણી તેની સેવા અહોનિશ પ્રેમ પૂર્વક વધુ ભાવે કરવા લાગ્યો, તથા મન સાથે દ્રઢ કર્યું કે કોઇ વૈકુંઠવાસી વિષ્ણું, કોઇ ગિરિજાપતિ શિવજી કોઇ ગણપતિ હનુમાનાદિ દેવ, દેવીને ભજે છે અને તેનાથીજ રળીયાત રહે છે, પણ મારે તો સર્વ વાતે સાક્ષાત ઇષ્ટદેવ, ભગવાન જે કહો તે માબાપજ છે. તેમ વળી બધી બાબતે પુરણ પરિબ્રહ્મ મક્ષપદની હાથ આવેલી સેવા મુકી બીજો કોણ છે? જે તેને ધાઉં! આવા ઉત્તમ વિચારોનુસારે પોતાની ફરજ અદા કરતો રહ્યો.

એક દિવસે પુજ્યના ચરણ કમલ ચાંપતાં માતુશ્રીએ તિર્થ યાત્રા કરવાની ઉત્કંઠા બતાવી. તે વિચારને રૂષિ મળતા

થયા અને શ્રવણને પૂછયું કે, અમે નિર્ધન અને વળી અંધ અપંગ તેને યાત્રા કરવી છે, આ શુભ વિચાર કેમ પાર પડે? તે સાંભળી સદ્ગુણી સુત હૈયામાં હર્ષ પામી બોલ્યો કે, હે મારા મેઘાડબર છત્ર! મારા ધન્ય ભાગ્યે આ વાત આપને સુઝી છે. એક તિર્થ યાત્રા અને બીજું અમુલ્ય દેહના જન્મ દાતાની સેવા, આવું દુધ સાકર બન્ને સાથે કયાંથી મળે? ઘણીજ આજીજી સાથે કહું છું કે, હે અત્યુપકારી જનુનિ! આપને ધનવાનથી અધિક સુખ સાથે તિર્થાટન કરાવી નિજ શ્રામે સુખાનંદે પાછા આવીશું. આપ નિર્ભય રહો. એમ કહી માબાપની ઉમેદ બરલાવવા ઉમંગી શ્રવણ સેવામાંથી પરવારી સુતાર પાસે કાવડનો દંડ ઘડાવી બેસારા મોટા મજબુત વાંસના ટોપલા લાવી બાંધી કાવડ બનાવી તેમાં બિછાનું રાખી સર્વ વૃતાંત સાથે હાથ જોડી તિર્થ માટે રૂષિની આજ્ઞાં માગી. ત્યારે શાંતનું મુનિ બહુ પ્રસન્ન થઇ પુત્રને ઘણીજ આશીશ દેવા લાગ્યા તેમજ માતુશ્રીનો પણ મોદ વધ્યો. પછી શ્રવણ બ્રહ્મચર્ય વેષ ધારણ કરી, વલકલ વસ્ત્રો અને માથે જટા રાખીને હર્ષથી માબાપની પ્રદક્ષિણા ફરી પગે લાગી કાવડમાં બેસારી સ્કંધે ઉચ્ચકી પ્રથમ સરસ્ગુ ગંગાને પરસી પ્રણામ કરી અયો. ધ્યાનાં તમામ તિર્થોનાં દર્શણ કર્યાં. રસ્તામાં ચાલતાં વિચાર ઉત્પન્ન થયા કે, કાવડમાં બિરાજેલાં માબાપ બંન્ને એક રૂપ સરખાં છે, તથાપિ પ્રથમ ટોપલો કોનો રાખું? આ બાબતે મન મુઆયા કરતું હતું, એટલામાં દૈવયોગે છેટે દાવાનળ પ્રગ-

ટેલો દીઠો. તેમાં એક કુતરીના બે બચ્ચાં બળવા લાગ્યાં, આને કાઢવાના વિચારે કુતરી અંદર કુદી અને તે પણ બળી મુઇ તે જોઇ શ્રવણે નક્કી કર્યું કે, જગતમાં નવમાસ પેટે ભાર ઉચકનારી જનેતાનો ભાવ વિશેષ છે, એમ માની માતાનો ટોપલો મોર કરી ચાલવા માડ્યું. આગળ ગયો ત્યાં એક સુંદર વાડી દીઠી તેમા બોરડીના ઝાડને કાટાની વાડ જોઇ મન સહુ બોલ્યો કે, આ કાટા કેવા ભલા કે માબાપે તજી દીધાં છતાં તેની રક્ષા કરી રહ્યા છે કે, તેના બેએ કોઇ માબાપ જે બોરડી તેને કાપી શકે નહી, ત્યારે તે કાટાથી પણ નીચ દરજે કપુત ગણાય એમાં કંઇ સંદેહ નથી. આમ ફરતાં બરાબર મકર રાસીના સુર્ય થયા ત્યારે ત્રિવેણીના સંગમે તિર્થરાય પ્રયાગ રાજમાં આવ્યો. ત્યાં ત્રણ માસ વાસ કરી તિરથ પરસી પછી આનંદિ મને કાશી આવી વિશ્વેશ્વર મહાદેવમાં ચાતુર માસ કર્યો. ત્યાં એક દિવસ શેહેરબહાર જળ લેવા ગયો તે વેળા શ્રવણને એક પરમ હંસ સાધુ મળ્યો પરસ્પર નમસ્કાર કરી વૃતાંત કહ્યાં, માબાપની સેવા કરું છુ. આવું શ્રવણનું બોલવુ સાભળી સાધુ બોલ્યો હે ભાઇ! આત્મ વિચાર સાથે હરિહરને ભજ્યા વગર અને જ્ઞાન વગર તું ભવપાર કેમ ઉતરાશ? માબાપની સેવા હવે શું કામ આવશે, સૌ સ્વાર્થ છે. ત્યારે શ્રવણે જવાબ આપ્યો કે, હે મહારાજ! મતિ ઠેકાણે રાખો. સચરાચર અખંડાનંદ બ્રહ્મ છે, તે બ્રહ્મથી ઉત્પન્ન થએલા બ્રહ્મમાં લય થાય છે. હરિહરાદિક સર્વે દેવતા

બ્રહ્માંશ છે અને તે તેમાંજ સમાશે. તેમજ માબાપ બ્રહ્મ સાક્ષાત મુકી બીજાને કયાં સોધું ? જેની આત્માથી મારો આત્મા પ્રગટ થયો છે. બુદ્ધિ હોય તો વિશ્વેશ્વર ભજાય, પણ જો દેહ ન હોય તો બુધ્ધિબાઇ બેસે કયા સ્થળમાં ? એમ ધારીહે હંશ ! હું માબાપની સેવા કરૂંછું. ત્યારે સાધુ બોલ્યો હે શ્રવણ ! આ નરકવાસ પરહરિ કયારેક તારાં માતપિતા મરી જશે, અને તેમાં વાસના રહી જશે તો તું પાપમાં પડીશ. તે સાંભળી પિતૃભકત બોલ્યો હે સાધુ ! જ્યાં લગી આ દેહ છે ત્યાં લગી માબાપની માનસિક પુજા સ્નેહ સહિત કરીશ. તારો બોધ શેષનાગને સંભળાવ કે, તું ધરા શામાટે ઝાલી બેઠો છો ? જગત સ્વાર્થી છે. એમ વળી સુર્ય ચંદ્ર પાસે જઇ સમજાવ એટલે તે રાત્ર દિવસ પ્રકાશ બંધ પાડે. હું તો માબાપના પુન્ય પ્રતાપે ભવપાર જઇશ. ત્યારે સાધુ કહે, હે શ્રવણ ! તું આટલી મમતા રાખે. છે. તેટલો ભાવ તારા માબાપ રાખે છે ! તે સાંભળી સત્યવાદી શ્રવણ બોલ્યો હે હંશ ! એતો સ્વાર્થી અને પાજીનું કામ છે. કે માબાપનો પ્રેમ જોય ? બાળપણ તારૂંજ તું વિચારી જો કે તને કોઇ દિવસ માબાપે તાપે તપવા દીધોછે ? એવા ઉપકારી પ્રતક્ષ દેવ માબાપ મુકી અવર દેવ શોધે છે તેજ આંધળા નરકમાં પડેછે. જે ભાવે પરિબ્રહ્મને ભજે તે ભાવે વ્યાપક દેવ માની લે છે. નારાયણ નામ લેતાંજ અજામેલનો ઉધ્ધાર થયો તેમજ વિના પ્રેમે રામનામે પોપટ પઢાવતી ગુણકાતરી, તો હું સત્યભાવે માબાપ રૂપ પરિબ્રહ્મને સેવતાં કાં નહીં તરૂં ? તે

સાંભળી સાધુએ પુછયું હે શ્રવણ! તારા માબાપ નાશવંત મલમુત્રની ખાંણ ને હાડ ચામ છે તેને શું પુજે છે? વળી અનંત જન્મના અનેક માબાપ છે, તો આતારાકયા માબાપને તું સેવછે? તે કહે. શ્રવણ કહે હે સાધુ! કવિકોવિદ ચંદ્રમાને કલંકી કહે છે, પણ ચકોર ને જઇ પુછો કે, ચંદ્રમાં કેટલા અવગુણ છે? જેને જે વાત પ્યારી છે. તેમાં તેને અવગુણ જણાયતો પ્યાર કેમટકે? વળી જે વેળાના જન્મમાં મને જ્ઞાન પ્રાપ્ત થયું તેજ માબાપને હું પૂર્વ જન્મના જનકજનેતા જાણી પુજુછઉં. આ પ્રમાણે પરસ્પર વાદવિવાદ કરી શ્રવણ પોતાન માબાપ પાસે આવ્યો. તેની ચરચા જોવા માટે પરમહંશ પાછળ આવ્યો, શ્રવણે પ્રથમ માબાપને સ્નાન કરાવી શરીર લુછી પછી વસ્ત્ર પેરાવી ચંદન પુષ્પ ચઢાવી ધુપદીપ સાથે સ્નેહારતી કરી પુરા ભાવથી પોતાને હાથે ભોજન જમાડી પાણી પાયું. પછી નિરાજન કરી દંડવત કર્યા તથા મુખે અનેક રીતે સ્તુતિકરી. પછી બાકી પ્રસાદી અહાર પોતે કરવા બેઠો. આ સઘળું જોઇ પરમહંશ વિસ્મય થઇ બોલ્યો કે, શ્રવણ પિતૃ ભકિતમાં પુરણ પ્રેમથી મચ્યો છે, અહો? આ માબાપને પણ ધન્ય છે કે, જેની કુંખે આવા ધાર્મીક અવતર્યા છે. એમ કહેતાંજ સાધુના રોમાંચ ઉભાં થયાં, આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યા અને વ્યાકુળ થઇ શ્રવણના ચરણમાં પડયો, તથા માફી માગી બોલ્યો કે, હે મહાતપશ્વી! મહાપ્રતાપી! મને દાસ પદવી આપો. ત્યારે શ્રવણે કહ્યુ ગગ્

સ્નાન કરી તમારા મૃતક માબાપની માનસિક સેવા સ્મરણ કરો જેથી તમો ભૂલેલા રસ્તેથી સીધ્ધે માર્ગે આવી જશો. એમ કહી હંશને શાંત કરી ગંગાકિનારે મોકલ્યો અને પછી પોતે કાવડ લઇ કાસીના સર્વે મંદિરેમાં દર્શન માટે ફરવા લાગ્યો એક વેળા મહાદેવના મંદિરમાં ગયો ત્યાં એક બ્રાહ્મણ કથા વાંચતો હતો. તે પાસે ઘણા શ્રોતા બેઠા હતા, પ્રથમ વિપ્રે મંગલાચરણ કહ્યું, તેમાં ત્રણ પદ કહ્યાં અને ચોથે પદ ભૂલાયું આવ્યું કે તે બોલતો અટકયો એટલે ચોથું પદ શ્રવણે પુરૂં કર્યું.

## श्लोक.

तत्रैव गंगा यमुना त्रवेणी । गोदावरी सिंधु सरस्वतिच ॥
सर्वाणी तिर्थानि वसन्ति तत्र । यत्र प्रसुपाद रजोभिषेकः ॥

શ્રવણના મુખથી ચોથુ પદ સાંભળી શ્રોતા આશ્ચર્ય પામી તેની ઓળખ પૂછવા લાગ્યા, ત્યારે શ્રવણે પોતાનું વૃતાંત કહી માબાપના સેવા, આ ધર્મમાં સૌનું મન ખેંચ્યું. ઘણાંક તો તેજ વખતે તેના ઉપદેશથી પિગળી શિષ્ય થયા, આખી કાશી નગરીમાં પિતૃ ભક્તિ વિષે લોકના મનમાં આભાસ થયો અને નવો પંથ સ્થપાયો. આખબર ત્યાંના રાજાને પડી તેણે શ્રવણને બોલાવી તેની ભકિત જોઇ પ્રસન્ન થઇ હાથી ઘોડા અને ઘણું દ્રવ્ય આપવા માંડયું, ત્યારે શ્રવણ બોલ્યો કે, હું માબાપની સેવામાં પુરો વખત પામી શકતો નથી તોહે રાજા!

આ ભોગના સાજ ભોગવવા કયારે નવરો થઇશ? વિષયીને માટે ભોગના સાજ કામના છે, મારે તો જનેતા જનક પ્રસન્ન થયા તો તમારા રાજ્ય સુખ કરતાં મારૂં તે સુખ અધિકાલય ભોગવે છે. આમ કાશી નગરીમાં આનંદ વરતાવી શ્રવણ ગયા તિર્થ આવ્યો. ત્યાં ફલ્ગુ સ્નાન કરી ગદાધર દેવને નમસ્કાર કર્યો. ત્યાંથી વૈજનાથ અને ત્યાંથી ભાગીરથી ગંગાની ભેટ લઇ હુગલી નદાને કિનારે આવ્યો. તે ઠેકાંણે ચાતુર માસ રહી આસ પાસના સઘળાં તિર્થો કર્યાં. પછી વિકટ રસ્તા વેઠી કટક પુરી થઇ જગંન્નાથજી આવ્યો. ત્યાં કૃષ્ણ સુભદ્રા અને બળરામને પૂજી રથ યાત્રાનો ઉત્સવ કરી ત્રીજું ચોમાસું પુરૂં કર્યું. ત્યાંથી વળી કાવડ ઉચકી શ્રવણ અરણ્યના વિકટ રસ્તા વેઠી જેની પ્રભુપદ વિના બીજે પ્રીતિ નથી એવો, વનના ઝાડી ખાનારા પશુઓની પરવા રાખ્યા વગર ત્રણે રૂતુના તાપ સહન કરતો પંથ કાપવા લાગ્યો. માર્ગમાં કયાંક શિકારીઓ શિકાર કરતા જણાય, કયાંક ભુતની પેઠે ભમતી ભીલડીઓ દેખે, કયાંક પર્વતોની વિકટ ગુફાઓ અને ટેકરા તથા ખીણો ઓળંગવી પડે, કયાંક કાંટા અને કાંકરાથી પગ ચીરાઇ જઇ લોહી નીકળે, તો પણ શ્રવણ માબાપની કાવડથી કંટાળે નહીં. જેમ રણમાં યોદ્ધાને ઘા પડે ને તેથી રાજી થાય, તેમ નિર્ભય પણે પુજ્યની સેવામાં સ્નેહ વધારતો ગયો. ભુખ તરસ, થાકકે આળસ એ તો કોઇ દિવસ જાણે છેજ નહીં તે તપે કરી ધ્રુવના તપથી જેમ ઇંદ્રાસન ડોલવા લાગ્યું તેમ આવેળા થયું, ત્યારે ઇંદ્ર

સહિત સર્વે દેવતાઓ આનંદાશ્ચર્ય પામી શ્રવણ ઉપર પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યા અને મેઘાડંબર છત્ર કરી ત્રિવિધ તાપ હરવા લાગ્યા. કયાં અન્ન મળે કયાં ન મલે, કયાં દશ દિવસ નિરાહાર નિકળી જાય, તોપણ માબાપ જમાડયા વગર અન્ન ઉપર દ્રષ્ટી પણ ન કરે. કરજી કરજ છૂટતાં જેમ રાજી થાય, તેમ સેવાથી ખુશી થતો સંકટ સહન કરવા બમણો સ્નેહ ધરાવતો ગયો. એવો ધન્યભાગિ શ્રવણ પુરૂષોતમપુરીથી મચ્છલીપટ્ટણમાં આવી એક માસ રહી, વચ્ચે કૃષ્ણા નદીમાં સ્નાન કરી મદ્રાસ થઇ કરનાટક આવ્યો ત્યાંથી કાવેરીને કીનારે આવી સ્નાન કરીને સરિતાની સ્તુતિ કરી. એટલે કાવેરીના જળમાંથી વાણી થઇ કે, હે સત્યવાદી શ્રવણ! હે ધર્મનિતી નિપુણ! તારો સ્કાધે લટકતો “કાવરિ” સમાન હું કાવેરી પવિત્ર નથી. ગંગા ગોમતી કે ગોદાવરી તારી કાવરિની કઇ ગણત્રીમાં છે? તેનો દંડ તે યમદંડને વિખંડ કરવા શક્તિવાન છે. તો તે કાવરિ નહિં પણ ભવ તરવાની નાવરી (વહાણ) છે. તેમજ મને કાવેરીને કૃતાર્થ કરનારી તારી કાવરિ છે. આવો કાવેરીનો આશીરવાદ માથે ચડાવી શ્રવણ તન્જોરપુર થઇ સેતબિંદુ રામેશ્વર આવ્યો. ત્યાં ચોથો ચાતુરમાસ કરી સિંહાદ્રીપર્વત ઉલ્લંગી શ્રીરંગપટ્ટણ આવ્યો. પછી હરિહરની કાંચીપુરી (કોચીન)માં યાત્રા કરી મલયાચલ ગયો. ત્યાંથી દંડકવન પરસી ભીમા સરિતામાં નાહી પંઢરપુર આવી શ્રી વિઠ્ઠલનાથના દર્શન કર્યાં. ત્યાંથી મુઠામુલા નાહી પુના સતારા

અને નાશિક ત્ર્યંબક આવ્યો. ત્યાં ગોદાવરી ગંગા કાંઠે પાંચમો ચાતુરમાસ ગુજાર્યો. તેમાં એક દિવસ ગોદાવરીને કિનારે ગયો તો એક માણસને પોતાની ગોદમાં સબ લીધું છે અને માથુ છાતી કુટતાં રોતો દીઠો. તેની આંખો લાલ થઇ સુઝેલી ને મહા આક્રંદમાં લીન થએલો જોઇ શ્રવણે જ્ઞાનોપદેશ કરી જરા શાંત કરી પુછવા માંડયું, હે ભાઇ ! જન્મ મરણનો ધોખો નથી અને તું રૂદન કરે તે શું કહેવાય ? આ સબ કોનુ છે? જે બહુ કલ્પાંત કરે છે, ત્યારે રડતો બોલ્યો હે મહારાજ ! મહારાષ્ટ્રમાં ગોવલકોંડા શેહેરનો ક્ષત્રી છઉં મને એક વેળા મારા બાપે ગાળો દેવા માંડી તેથી મેં જાણ્યું કે પિતાનો પ્રેમ મારાપર બિલકુલ નથી. આ ક્રોધાગ્નિએ પંઢરપુર તિર્થ કરવા નિકળી પડયો. રસ્તામાં મને ચોર મળ્યા તેણે મારૂ સર્વસ્વ લુટી લીધું. સાત દિવસ અન્ન વસ્ત્ર વગર તમર ખાઇ નિચે પડયે', ત્યારે દાહલી વેળા આ ભલા મનુષ્યે મારી આગતા સ્વાગતા સાથે પોતાને ઘેર લઇ જઇ અન્ન વસ્ત્ર હાજર કરી પાછો સારી સ્થીતિએ લાવ્યો તેજ મનુષ્ય આ મૃત્યુ પામી પડયો છે. માટે તેના ઉપકારને રડું છું. તે સાંભળી શ્રવણે કહ્યું કે, હે મુરખ ! તારાં ખરા સુખદાતા, જન્મદાતા અને જેણે અપાર દુઃખ સહન કરી લાલન પાલન સાથે આવડી ઉમરે પહોંચતા શક્તિવાન કર્યો. તે અતિ ઉપકારી માબાપ ઉપર ક્રોધ કરી આ એક વેળા જરા શાંતિ પમાડી તેને રડવા બેઠો છે ? કેવી શરમની વાત? શું નવ મહિના ભાર ઉપાડયે!

એ જનનિથી પણ આ અધિક વહાલો ગણ્યો ? જા, જા ? જેણે ઉછેર્યો છે તેને જઇ નમસ્કાર કરી માફી માગ. થોડી આયુષ માટે પરાયો દાસ શા માટે થાય છે ? આ મૃત્યુકને દહન કરી જલદી ઘેર જા. નહિતો તારે માટે નર્કકુંડ પણ જગ્યા આપતાં શરમાશે. આવો બોધ આપી શ્રવણે તેને શિષ્ય સ્થાપી માબાપને ત્યાં મોકલી ગોદાવરીથી તાપીને તિરે આવ્યો. ત્યાંથી રેવાજી નાહી સાતપુડા પર્વત વટી અમલેશ્વર ઓંકારના દર્શન કરી, વિંધ્યાચળ ઉલંગી ઇંદુરપુર થઇ ઉજ્જેની નગરીમાં આવ્યો. ત્યાં છિપ્રામાં સ્નાન કરી મહાકાલેશ્વર મહાદેવપાસે છઠું ચોમાસુ ગાળ્યું. તેની આસપાસના સઘળાં તિર્થો પરસી, ત્યાથી પછો ફર્યો તે જ્યાં બલિરાજાએ યજ્ઞ કર્યો છે, તે ભૃગુપુરમાં આવ્યો ત્યાંથી લાટદેશ અને પછી વટપતન થઇ, મહીમાં સ્નાન કરી સાબરમતિ નાહ્યાં ત્યાંથી નૈરૂત્ય ખુણામાં પ્રભાસ પાટણ જઇ પહોંચ્યો તે સ્થળે સોમેશ્વર પાસે સાતમો વરસાકાળ ગુજારી સિદ્ધાચલ ગિરનાર અને જુનાગઢ આવ્યો. ત્યાંથી ગોપનાથ અને ભીમનાથના દર્શન કર્યાં. એક દિવસ જુનાગઢમાં શિવાલયમાં બેઠો હતો ત્યાં એક વણિક સોની બહુ કલ્લ્લાટ કરતો આવ્યો તેને જોઇ શ્રવણે વિનયપુર્વક પુછ્યું કે, હે ભાઇ ! આ સંસાર સાગરમાં કયાં મિત્ર કયા શત્રુ કયા સ્વાર્થી કયા પરમાર્થી એમ ફરતા પુરૂષો બેઠેછે, તેમાં દુર્જન દુઃખ દેખી હસેછે. અને સજ્જન સંતાપ કરે છે. તારૂં દુઃખ કહે તું શામાટે રડેછે ? તે સાંભળી સોની બોલ્યો હે મહારાજ ! હું માબાપનો સત્ય ભાવે સેવકછુ

મારા બાપને આ રાજના ન્યાયાધિસે બીજાની ઇર્ષાથી ખોટો ન્યાય કરી કેદખાનામાં નાખેલ છે. તેના સંતાપે હું બહુ દુઃખી છઉં, તેનું શું કરૂં તે કઇ સુઝતું નથી. મારી પાસે શકિત નથી કે હું રાજા પાસે ફરી યાદ કરવા જાઉં. માબાપની સેવા કરનારો જાણી શ્રવણે હર્ષથી તેને મદદ કરવા કબુલ કરી હિંમત આપી તેની સાથે ન્યાયાધિસની કચેરીમાં જઇ બોલ્યો કે, જેને નાડીપરિક્ષા નથી તે વૈદ્ય રોગીને આરામ કરશે કે સબ સમ કરશે? જેને નાવ ચલાવવાની ખબર નથી ને દશાઓ જાણતા નથી તે નાવિક સાગરપરથી નાવ તારશેકે બુડાશે? તેમ જેને ન્યાય કરવાની ખબર નથી તે નિરાપરાધિને નાહક કારાગૃહમાં નાખે છે. એવા હે ન્યાયાધિશ! સોનીનો ગુનો તપાસી સરખો ન્યાય આપ. તપ ધારીના વ્રજરૂપ વેણ સાંભળી ન્યાયાધિસ ચમકયો અને સોનીની ફરી તપાસ કરી બિનગુનેગાર ઠરાવી છોડી મુકયો, પછી ન્યાયાધિસને શ્રવણે પિતૃ ભકિતનો ઉપદેશ કરી શિષ્ય સ્થાપ્યો. આ ખબર રાજાને થયા તેથી શ્રવણના દર્શન કરવા રાજા આવ્યો અને તેણે દંડવત કરી ઉત્તમ અધિકાર આપવાનું સુચવ્યું, તે સાંભળી શ્રવણે કહ્યું હે રાજા! અકાર, ઉકાર અને મકાર મુકી અધિકારમાં કયા અથડાઉં? ત્યારે રાજાએ અકારાદિનો ભેદ પૂછયો. તે સાંભળી શ્રવણે કહ્યું હે રાજા? અપત્ય એટલે બાળક રૂપ અકાર તેને ઉત્પાદક એટલે જન્મદાતા પિતા અનેમકાર માતાજીની સેવા, તેમજ અકાર અજ દેવ, ઉત્તમ લોક ઉકારે કરી મકારૂ

મહાદેવનું એકરૂપ ઉકાર એકજ છે. એવો શ્રવણનો ઉપદેશ સાંભળી રાજા પણ શિષ્ય થયો. ત્યાંથી શ્રવણ પાછો પ્રભાસ આવ્યો અને વહાણમાં બેસી દરીઆ વાટે દ્વારકાપુરી આવ્યો, ત્યાં ગોમતી સ્નાન કરી પાછો પુર્વદિશામાં ફર્યો, ત્યાંથી સિધ્ધપુર અને સરસ્વતિમાં સ્નાન કરી બ્રહ્મક્ષેત્ર, કમલજના દર્શન કરી આરાસુરી અન અંબિકામાતાના ધામમાં આવ્યો ત્યથી આબુ અજમેર થઇ નવમો વરસા વખત પુષ્કર રાયમાં ગાળ્યો. ત્યાંથી પંજાબ થઇ કાશમોરમાં દશમો વરસાકાળ વ્યતિત કરી બદ્રીનાથ, હિમગિરી અનમાન સરોવર નાહી નેપાલ થઇ હરદ્વાર આવ્યો. ત્યા અગ્યારમું ચોમાસું ગુજારી પાછો હિંદુસ્તાનમાં હસ્તીના પુર આવ્યો. ત્યાંથી વદ્રાવનમાં વાસ કરી ગોકુલ મથુરાં થઇ બારમું ચોમાસુ બ્રહ્માવર્તમાં ગુજારી બાર વર્ષ ઉપર આઠ માસમાં સર્વે તિર્થ રટન કરી માબાપના મનને સંતોષ પમાડી પાછો અયોધ્યામાં સરયુ કિનારે આવ્યો. તે જેમ ક્ષત્રી રણજીતી નગારે ઘાવ દેતો ઘેર આવ્યો ન હોય, જેમ ધનાર્થિ રંક ક્રોડાધિપતિ થયો હોય તેવા હર્ષમાં પ્રફુલ્લિત પણે મુસાફરી જાણે કરીજ નથી એવા કલ્પના કરતા સુખાનંદ એક પહોર રાત વિતિહતી તે વખતે પોતાને આશ્રમે આવ્યો અને કાવડ ઉતારી માબાપને પ્રદક્ષિણા ફરી વૃતાંત કહી આજ્ઞા માગી ત્યાર રૂષિએ જળ પીવા માગ્યું. તે સાંભળી શ્રવણ તરત તુંબડું લઇ સરયુને કિનારે આવ્યો. દૈવયોગે આંહીં અયોધ્યા પતિ દશરથ રાજા શબ્દ વેધી બાણનો અનુભવ મેળવ

તો હુતો જે કોઇ પ્રાણી પાણી પીવા આવે તેના શબ્દ સાંભળી તે અવાજ ઉપર બાણ મારી તેના પ્રાણ હરતો, ત્યારે આ સમય પણ તેમજ થયું જેવો શ્રવણ પાણી ભરવા ગયો કે તુંબડામાંથી "ભક ભક" અવાજ થયો, તે શબ્દ ઉપર દશરથે બાણ માર્યું કે તરત શ્રવણ હા દૈવ! કહેતાંજ નીચે પડયો. ત્યારે દશરથ રાજા માણસનો અવાજ સાંભળી તરત દોડી આવ્યો, અને શ્રવણ પાસે હાથ જોડી માફી માગતા તેની ઓળખ પુછી, ત્યારે શ્રવણે પોતાનું વૃતાંત કહી સંભળાવ્યું તે સાંભળી દશરથ રાજા કંપાયમાન શરીરે મહા પશ્ચાતાપ કરવા લાગ્યો અરે! આ બ્રહ્મ હત્યા કયારે છુટીશ? આ કલ્પનાએ શ્રવણ પાસે ખુલાસો માગ્યો ત્યારે શ્રવણે પોતાના અંધ માબાપ દુઃખી થયાં એમ જાણી જલદી પાણી આપી ત્યાં ખુલાશો થશે એમ કહી રાજાને શાંત કર્યો એટલે રાજા પાણી લઇ શ્રવણના શરીરમાંથી બાંણ ખેંચી શાંતનું રૂષિ પાસે આવ્યો. તેના પગથી પાંદડાનો ખળભળાટ સાંભળી ઘણી વેળા થયા પુત્ર હજુ આવ્યો નહીં એવી ફિકરમાં પડેલા રૂષિ બોલ્યા હે ભાઇ! તું અમારી દશા જાણે છે, છતાં કાં અમને વિલાસુકે? બાપુ આવ્યો લાવ પાણી! આવાં મુનિના વેણ સાંભળી દશરથ ઘણું ખેદ પામ્યો અને માફી માગવા સાથે દંડવત કરી સઘળી બીના અચકાંતાં અચકાતાં કહી સંભળાવી તે સાંભળી રૂષિ અને રૂષિ પત્નિ મહા આક્રંદ કરવા લાગ્યા. શાંતનું રૂષિ શાંતિ મુકી ક્યારમાં રૂષાયા, અરે

લાડીલા ! કયાં ગયો ? શું ક્રોધાધિન થયો કે અંધ માબાપ વિસારી મુકયાં ? હે પુત્ર ! તારા અધરની અમૃત વાણી હવે અમારા કાને કયાંથી સાંભળશુ ? તારા શરન વગર અમે હવે અશરન થયાં હવે અમારી કોણુ સેવા કરશે ? હે સુત ! એક વખત સામો આવ, અને અમારી સાથે ચાલ અમે તારી સાથે યમરાજા પાસે આવી પુત્રદાન માગશુ તે દયાળુ યમરાજા આપશે, માટે અમારાથી વિખુટો નાપડ અને અમને અંધને સંભાળ. સતકુલ ઉધારન હે પુત્ર ! તારી કૃતાર્થ કરણીથી તુ પરિબ્રહ્મના નિર્વિકારી પ્રકાશમાં લય થજે. જેમ શીબી, દિલીપ, જનક, ભુમી દાતા અને યજ્ઞ કરતાં જે ગતિને પામે છે તેવા ઉત્તમ ગતિ તારી થજો. તેં મન, કર્મ અને વચને કરી અમારા સેવા કરી માટે તારી કથા શ્રવણ કરનાર પણ સુગતિ પામશે. એમજ જ્ઞાનવંતિ પણ વહાલા દિકરા માટે વિલોપાત કરવા લાગ્યાં હે અંધની આંખો ! હે પાંગળાના પગ ! હે હૈયાના હાર ! શ્રવણ ! શું તું માડીને રોતી મુકી મળ્યા વગર પરબારો ગયો ? હે બાપુ ! અમને અહિં શા માટે મુકી ગયો ? શું તારી સાથે અમે આવત નહિં ? તારા વૃદ્ધ પિતા શું મારૂં પાલન કરી શકવા શકિતવાન છે ? હે ભાઇ ! માડીનુ રોવુ સાંભળ ! એકવાર પાછો આવ અને બોલ ? હે બાપ ! આ દેહ પડતાં અમારી ક્રિયા કોણ કરશે ? અહા ! કેવો નિર્દય દૈવ છે કે, પહેલાં સુખ આપી પાછું છીનવી લીધુ આવુ બહુ પ્રકારનું રૂદન થવાથી સરયુના નિર સ્થંભી રહ્યાં. દિશાઓના દિગપાલ અને વનનાં પશુ એકાગચિતે ઉદાશ થઇ ગયાં. ત્યારે મુનિએ જ્ઞાનોપદેશ કરી સ્રીને શાંત પાડી.

હવે ત્યાં સરયુ કિનારે શ્રવણને લેવા ઇંદ્ર અને દેવતાઓ વિમાન લઇ આવી માન સન્માન સાથે તેનાં વખાણ કરતા અમરાવતીમાં લઇ ગયા, પણ માબાપ વગર શ્રવણને કંઇ ચેન પડે નહી તેથી ઇદ્રને અરજી કરી વિમાનમાં બેસી જ્યાં ઋષિ હતા, ત્યાં આવી નમસ્કાર કરી કહ્યુ હે પિતાજી? અમરાવતિ ચાલો ત્યાંત મારી સેવા કરીશ આવા પ્રેમાળ શબ્દો સાંભળી ઋષિએ પુત્રને આશીશ દીધી. પછી શ્રવણ પાછો ઇદ્ર સાથે ગયો અને મુનિએ દશરથ રાજાને ચિતા ખડકવા કહ્યું ત્યારે રાજાએ પોતાના કૃત્યનું નિવારણ માગ્યુ. એટલે દયાળુ રૂષિએ કહ્યું હે રાજા! પુત્ર વિયોગથી જેવા અમે પીડાઇ દેહાંત થઇએ છીએ તેમ તારી ગતિ થજો આ સુખદ શબ્દો સાંભળી દશરથે વિચાર્યુ કે હું વાંઝીઓ છઉ માટે આશ્રાપ નહીં પણ વરદાન છે. પછી ચહેખડકી રૂષિની પત્નિસહ સઘળી ગતિ કરી ત્યારે વળી ઇંદ્ર વિમાન લાવીને મુનિને શ્રવણ પાસે લઇ ગયો ત્યા સઘળા દેવતાઓએ આવી શ્રવણને આશીરવાદ આપી કહ્યું કે, માતપિતા સાથે તમે મકર રાસીમાં વસો, નવગ્રહ તમારા દર્શન કરશે તમારા નામથી તે નક્ષત્રનું નામ શ્રવણ અને માસનું નામ શ્રાવણ પડશે તેમાં સર્વે દેવતાઓનો વાસો રહેશે અને તે માસ મહા પુન્ય કારી ગણાશે. જેમ ધ્રુવ અને સપ્તઋષિ અચળ છે તેમ તમો પણ અચળ પદવી ધારણ કરી ગગનમડળ દિપાવો. આવું દેવતાઓનું બોલવું સાંભળી શ્રવણ રાજી થઇ માબાપ સાથે ગ્રહમંડળમાં બિરાજ માન થયો.

સમાપ્ત.